# આર્ય ઔષધાલય

## ની નીકલતી દવાઓ.

---

વેદ શાસ્ત્રી.

## ચમનલાલ મોતીલાલ.

અમદાવાદ.

રીચીરોડ બાલાહનુમાન પાસે.

---

અમદાવાદમાં પીકાંટે
કંદોઇની વાડીના મેડા ઉપર શા. કેશવલાલ ગુલાબચંદે
પોતાના ધી ચંદ્રપ્રકાશ પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યું.

શ્રી ગણેશાયનમઃ

# આર્ય ઔષધાલય

॥ દોહરો ॥

લ્યો અમુલ્ય આ રત્નને, યત્ન કરી પ્રિય મિત્ર,
જોશો રચના વિવિધવળી, વિલશે હ્રદય પવિત્ર. ૧
આર્ય ઔષધાલય વિષે, વનસ્પતિ અભિરામ,
આયુ વધારણ સુખ કરણ, પુર્ણ કરે મન કામ. ૨

આપણી આર્ય ભૂમિ ઉપર નિવાસ કરનારા પ્રિય સજ્જન પુરૂષો તથા બાઇઓ યાને બેહેનો વિગરે સર્વેને અગત્યની સુચના આપુછું કે, ઔષધ વિષે જેઓ અનુભવ મેળવે છે. તેઓને જે ખાત્રી થાય છે. તેવી ખાત્રી વૈદકનાં પુસ્તકો વાંચવાથી થતી નથી; વનસ્પતિ ઓળખવાથી તથા તેના ગુણ દોષ જાણ્યા પછી જે આનંદ થાય છે. તેવો આનંદ તે વનસ્પતિનું નામ જાણવાથી થતો નથી.

એક મારા મિત્રે મને પ્રશ્ન કર્યો હતો કે પ્રિય મિત્ર! વિસ વર્ષથી તે અત્યાર સુધીમાં પેટંટ મેડીશન અર્થાત ખાનગી તૈયાર કરેલી દવાઓનાં જાહેરનામાં ઘણાંજ નીકળી ગયાં છે. કેટલાએક પોતાના તરફથી સર્ટીફીકેટોના અભિપ્રાય સાથે જાહેરનામાં બાહાર પાડીને સજ્જન વર્ગ તરફ મોકલી દેછે. જેને લગભગ વિસ વર્ષ ઉપરાંત થઇ ગયાંછે. ચારથી આ આર્ય ભુમિમાં સેંકડે પાંચ માણસો નિરોગ થઇ હતેહ

મેળવી શકયા હશે. માટે તમે માત્ર પૈસા પેદા કરવા માટે આ ઉદ્યોગ કર્યો છે. આ પ્રમાણે મને કહ્યું તેના પ્રત્યોત્તરમાં મેં મારા પ્રમાણિક મિત્રને આ નિચેની દવા જે લખવામાં આવી છે. તે અજમાવવા સારૂ આપી હતી. તે જુઓ.

તાંબુલ સુગંધ વિલાસ પ્રિય મિત્રો આ તાંબુલ સુગંધ વિલાસ તમે સમજ્યા કે? આમાં અપ્રતિમ ગુણ અને ઉત્તમ પ્રકારની સગવડ છે. કેટલાએક માણસો કાથો ચુનો જુદા જુદા રાખી મુકે છે. અને જ્યારે ચુનો સુકાઇ જાય છે. ત્યારે અટકી પડે છે અને કેટલાએક તંબાકુના રસની સાથે તંબાકુને પલાળીને તેની ભુકી કરી મુકે છે. અને કાથામાં કેટલાક સામાન મેળવીને સુગંધી કાથો બનાવે છે. તે દરેક જુદુ જુદુ રાખીને તે ઉપરથી પાનનું બીડું મુખવાસ કરવા બનાવે છે. તોપણ જોઇએ તેવી સેહેજત આવતી નથી.

પણ અમે આ પદાર્થ જે બનાવ્યો છે તે વૈદીક ધર્મને અનુસરીને સારીરીક સંપત્તીને ઉત્તેજન આપનારી ભુકી એવી અપ્રતીમ ચમત્કારીક બનાવી છે કે, સજ્જન અને કદરદાન ખુસી મેહેરબાનો અમારા કાર્યને ધન્યવાદ આપશે.

આ તાંબુલ સુગંધ વિલાસનો ભુકી પાનમાં મુકી બીડુ વાળી મુખમાં મુકવાની છે. બીજી કોઇ પ્રકારની ઉપાધી નથી. તેમ આમાં કોઈપણ જાતના નીશાની ચીજ મેળવવામાં આવી નથી. આ ભુકીમાં કેસર, કસ્તુરી, અંબર, બરાસ વીગરે ઉત્તમ પ્રકારનાં સુગંધીદાર ચીજોનો સમાસ કરવામાં આવલો છે.

આ ભુકી માત્ર તેટલોજ ગુણ કરે છે તેમ નથી. પણ મગજાની વ્યાધી, શ્વાસ, કાસ, દમ, હાંફણ, હૃદયરોગ, અરૂચી

તથા દંતરોગ તેમજ પેટની કબજીયત વીગરે રોગોને દુર કરે છે. એટલુંજ નહીં પણ ઈસ્ટીરીયાથી (તાણના રોગથી) દાંત જે બંધ થઇ જાય છે તેને આ ભુકીનું મંજન કરવાથી તાત્કાલીક દાંતને ઉઘાડે છે. છેવટે રક્ત શુદ્ધિની સાથે વિર્યવર્ધક તથા રક્ત શોધક છે.

આ તાંબુલ સુગંધ વિલાસ દેવ મંદીરોમાં તથા ધર્મ ચુસ્ત માણસોને વાપરવામાં કોઇ પણ તરેહનો પ્રતિબંધ આવે તેમ નથી. પ્રીય ગ્રાહકો આનો તમો ઉપયોગ લેશો. અને અનુભવ થશે કે આ તાંબુલ સુગંધ વિલાસથી અલભ્ય લાભ કેવો પ્રાપ્ત થાય છે.

# जंतुपद्रवनाशक तथा स्वच्छ अवासकृत.
# चमत्कारिक धुप.

मृतसंजिवनकक्षपुटो.
कामतंत्र.
नागार्जुनतंत्र.
तंत्रसार.
शल्यतंत्र.
कौतुकचिंतामणि.
कौतुकरत्नावलि.
कौतुकमुक्तावलि.
सिद्धतंत्र.

પ્રિય સદ્ગ્રહસ્થો, આર્ય બાંધવો, તથા આર્ય ભગાનિયો જનહિતને માટે ઘણા પરિશ્રમની સાથે બાજુ ઉપર બતાવેલા સિદ્ધાચાર્યોના બનાવેલા ગ્રંથોના આધારે અનુભવિક ધુપનું શોધન મેં જાતે કર્યું છે. જે ધુપ આ વખતે પ્લેગની વ્યાધીને તથા જે ઉંદરડાઓ ખરાબ હુવાથી વિનાશ પામે છે, તથા નાના પ્રકારના મચ્છરથી તે ઝીણા પ્રકારના કીટ ઇત્યાદીક થાય છે, તે સમગ્ર વ્યાધીયોને દુર કરી શકે છે, હુવા સુધારે છે, નાશીકામાં સુ-

ગંધી પ્રાપ્ત થવાથી મસ્તકની વ્યાધીઓને દુર કરે છે, રક્ત (લોહી) ની સ્નાયુને સ્વચ્છ કરેછે, પવનને ગુરૂત્વમાં લાવતો નથી, અને ઝીણાં પ્રાણી માત્રથી થતા ઉપદ્રવોનો નાશ કરે છે આ ધુપ ચમત્કારીક આ વખતમાં સર્વે પ્રિયભાઇઓ તથા બાહેનોના હીતને માટે બનાવવામાં આવ્યો છે. જયાં ત્યાં હવા બગડવાથી પ્લેગની વ્યાધી પસરાય છે તથા ખરાબ હવાથી પ્લેગ થવાનો ભય રહે છે, જેને માટે આપણી દયાળુ બ્રિટિશ સરકાર ઉત્તમ પ્રકારનો પ્રયત્ન કરે છે તે પ્રયત્ન તેમનો સફળ થાઓ, એવો અમારો ઉદ્દેશ છે; તોપણ તમામ પ્રિય ભાઇઓને શેહેરમાંથી નાશભાગ કરવાનો પ્રસંગ નહીં આવવા માટે તથા હવા સુધારવાને માટે તથા અનેક પ્રકારના જીવજંતવોથી થતા ઉપદ્રવોનો નાશ થવાને માટે તથા જે ઉંદર તરફડીને મૃત્યુ પામે છે તેવા બનાવ બંધ થવાને માટે આ ઉત્તમ પ્રકારનો ધુપ તમારા મકાનમાં અવશ્ય રાખવા જેવો છે. એક વખત ખરીદ કરો અને તે ધુપનો તમે અનુભવ લ્યો. અનુભવ લીધાથી આ હકીકત લખનારના કહેવા ઉપર તમને સર્વેથી ઘણી અસરકારક લાગણી થશે, અને આશા રાખું છું કે આવા વિકટ પ્રસંગને આ મારા ધુપ રૂપી સુદર્સનચક્ર દુર કરશે. આ ધુપની કીંમત ડબા એકના આના બે રાખવામાં આવી છે. બહાર ગામવાળાને વેલ્યુ પેબલથી મોકલવામાં આવશે. તેના પારસલની ફી ગ્રાહકે ભરવી પડશે. ડબા ઉપર અમારો ટ્રેડમાર્ક કાઉનનો છે.

**कंदर्प कल्लोलोनी गुटिका** આ ગુટિકા નળબંધ વાયુ રોગ વાળાને તથા મેહરોગને દુરકરી સૌમ્ય માર્ગને શુદ્ધ કરવાની શક્તિ પ્રબળ કરવાની સાથે ધાતુબંધ, કળત્ર, કમરનો

દુખાવો વાયુથી સાંધાનું અટકી જવું અને વિર્ય વૃદ્ધિ કરનાર છે. સ્નાયુમાં રક્તની શુદ્ધિને કરનાર પિત્તના પ્રકોપને દુર કરીને રૂચી ઉત્પન્ન કરનાર દવા છે.

આ ગોળીની ડબી એકની કીંમત કીફાયત ભાવથી રૂ. ૧-૦-૦ લેવામાં આવશે. પોષ્ટેજ જુદુ લેવામાં આવશે.

જ્વર મદ મર્દન ગુટિકા આ પ્રદેશમાં જ્વરની ઉત્પતિ વિશેષ થાય છે. જેટલી પ્રકારના જ્વર ( તાવ ) છે. તેટલા તમામ જાતના જ્વર માટે આ દવા અતિ ઉપયોગી છે. આ જ્વર મદમર્દન ગુટિકાથી અમારા આર્ય ઔષધાલયમાં ફતેહ પામીએ છીએ. જેથી અમુલ્ય તક લેવાને પ્રસંગ આવે ત્યારે નિશ્ચય કરવાને આ દવા ઉપયોગમાં લેવાને કોઇ પણ ભાઇઓએ ભુલ કરવી નહીં. એવી મારી ઇચ્છા છે. આ દવાની શીશી એકની કીંમત રૂ. ૧ ) એક લેવામાં આવશે. પોષ્ટેજ જુદુ.

વ્રણારિ તૈલ્ય આ તેલ શરીર સડો, ત્વચા ઉપર છીદ્ર પડીને દુર્ગંધ રસનું પરૂની સાથે વહન થતુ હોય તે તથા ઉપદંષથી થતી ચાંદીઓ તથા કોઇપણ જાતના ... વ્યાધીઓને આ તેલ પ્રવેશ થતાની સાથે ... કરી ... છે. તેની શીશી એકની કીંમત રૂ. ૦-૮-૦ ... તથા પોષ્ટેજ જુદુ.

ઉપર પ્રમાણે દરેક ઔષધીનો ઉપયોગ પ્રશ્ન ક મારા મિત્રને જ્યારે કરાવ્યો ત્યારે તે સાનંદ પુર્વક પ્રવર્ત થવાને તથા આયુર્વેદ રૂપી સમુદ્રના તરંગનો ... વાને ઉત્સુક થવા લાગ્યો, અને કેહેવા લાગ્યો કે

મનકી છતા છતહે, મનકી હારાહાર,
મેક્ષ મોહ્ન સમ પ્રબલ મન, જાનતહે કીરતાર.

ભાવાર્થ-એ છે કે મન ચોકસ નથી શંકા રૂપી ટેકરા ઉપર ચઢીને ભ્રમ રૂપી ખાડામાં પડે છે તેમાંથી નિશંકરૂપ વૃતિ બાહાર જ્યારે મનને કાઢે છે. ત્યારે તેજ મન એમ નિશ્ચય કરે છે કે, જે હું પ્રથમ સમજ્યો હતો. તે મેં ભુલ કરી હતી. માટે પ્રીય ગ્રાહકો આ દવાની જો કે જરૂર હોય તો વ્યાધીવાળાએ જ્વર તથા વર્ણાદિ તેલ તા. કંદર્પવૃદ્ધિ થવા ઈચ્છનારે દવા લેવાને અને તે સિવાય તાંબુલ સુગંધ વિલાસ તા. ધુપ ને માટે તો દરેક સજ્જન પુરૂષોએ અનુભવ લેવા ની ખાસ જરૂર છે. માટે માત્ર એક વખત અમારી પાસેથી મંગાવો. પછી તમો પત્ર મારા ઉપર લખો એટલીજ હું મારા કાર્ય માટે ઉમેદ રાખુછું.

આ સિવાય દરેક જાતની દવાઓ તથા ભસ્મો અમારા દવાખાનામાંથી તૈયાર મળશે. તે સિવાય કોલેરા તેમજ વીંછી તથા મરડાની દવા અમારા દવાખાનામાંથી ધરમાદા તરીકે એક આનો લઇ મફત આપવામાં આવશે.

દેશાવરના ગ્રાહકો તથા અત્રેના ભાઇઓને માટે મારૂ ઠેકાણુ નીચે પ્રમાણે છે.

શાસ્ત્રી ચીમનલાલ મોતીલાલ એન્ડ કંપની.
આર્ય ઔષધાલય.
ઠો. રીચીરોડ બાલાહનુમાન પાસે.